# THE SALVATION ARMY CEREMONIES.

# મુક્તિફોજની ક્રીયાઓ.




THE SALVATION ARMY HEADQUARTERS
AHMEDABAD.
૧૯૧૩.
મુક્તિફોજનું છાપખાનું. અમદાવાદ.
કિંમત એક આનો.

# I. GENERAL REMARKS.

# ૧. સામાન્ય ટીકા.

### No Set Forms. કોઇ અમુક મુકરર કરેલી ક્રીયાઓ નથી.

૧. સર્વ આત્મિક સેવા કરવા માટે પોતાનું શરીર, પ્રાણ તથા આત્મા દેવને સોંપવાં એજ મોટી અગત્યનું કામ છે; તેટલાજ માટે કોઇ અમુક શબ્દો કે ક્રીયાઓ નિમીતે **પવિત્ર આત્માથી** ચલાવાયલા માણસના મોકળાપણાની હદ બાંધવાથી વેગળા રહેવું જોઇએ.

### Look to God. દેવ પર ભરોસો રાખવો.

૨. તેટલા માટે અમલદારે સર્વ ઉપરાંત એ રીતિઓ ઉપર ભરોસો નહિ રાખતાં ઇશ્વર ઉપરજ ભરોસો રાખવો જોઇએ.

### These are Only Helps આ ક્રીયાઓ ફકત તમારી સહાયને માટે છે.

૩. ઘણા નવા અમલદારોને એવી સભાઓ ચલાવવી પડે છે અને તેઓ જગતના રિવાજ પ્રમાણે નહિ પરન્તુ મુક્તિફોજની રીત પ્રમાણે કરી શકે એ માટે તેઓને સારૂ અમે આ સુચનાઓ આપીને એટલી માગણી કરીએ છીએ કે જે સભાઓ આ ક્રીયાઓના ભાવાર્થ પ્રમાણે નથી તેમાં મુક્તિફોજનો કોઈ પણ અમલદાર ભાગ લે નહિ.

---

# II. DEDICATIONS.

# બાળકોને અર્પણ કરવા વિષે.

### Soldiers Only. સિપાઇઓજ.

૧. જે કોઇ મુક્તિનો સિપાઈ જાહેર રીતે કોઇ પણ બાળકને દેવને અર્પણ કરવા ચાહે તો તે અમલદારની સાથે ગોઠવણ કરવાથી કોઇ પણ સભામાં તેમ કરી શકે છે.

### Parents to be Seated in Front. માબાપને આગળ બેસાડો.

૨. અર્પણ થનાર છોકરાંઓનાં માબાપોને પ્લાટફોર્મની આગલી હારમાં નહિ તો પ્લાટફોર્મની સામે બેસાડવાં જોઇએ.

### No Show. ભપકો નહિ.

૩. બાળકનાં માબાપે તેના છોકરા ઉપર એક લાલ ફીત બાંધવી અને તેને

અપકાહાર કપડાં પહેરાવવાં નહિ.

## Explain Beforehand. આગળથી સમજાવો.

૪. ઉપર બતાવેલા કાયદા પ્રમાણે અગાઉ સમજાવવાથી બાળકનાં માબાપ દેવાર્પણ કરવાની માલમ વધારે સહેલાઇથી સમજી શકશે. જો તેઓએ મુક્તિના સિપાઈ તરીકે તેને કેળવવાનો નિશ્ચય કર્યો ન હોય તો તેઓએ તેને અર્પણ કરવું ન જોઇએ.

## Declaration to be Read Privately by F. O. to the Parents. છોકરાનાં માબાપની આગળ અમલદારે આગળથી ખાનગી રીતે પ્રતિજ્ઞા વાંચી સંભળાવવી.

૫. માબાપ પોતાના છોકરાને અર્પણ કરવાને કહે છે ત્યારે અમલદારે ખાનગી રીતે અર્પણ કરવાની પ્રતિજ્ઞા વાંચી સંભળાવવી જોઇએ, એ માટે કે તેઓ ખરા મનથી તે વચનો આપી શકે.

## To Lead Adults up. મોટી ઉંમરના લોકોને મુક્તિ પમાડવા.

૬. એ અર્પણ જો સવારની કે બપોર પછીની સભામાં કરવામાં આવે તો સભા બંધ થાય તે પહેલાં થોડા વખત આગળથી કરવું, એ માટે કે સભા પૂરી થાય ત્યાં સુધી લોકો બેસી રહીને દેવની ઇચ્છા કરવા માટે પોતે અર્પણ થાય

## Position of Parents. માબાપની જગ્યા.

૭. અર્પણ કરવાનો વખત થાય ત્યારે છોકરાંના માબાપે પલટણદારના ડાબા હાથ બાજુ ઉભા રહેવું અને ધ્વજ-જમાદારે પલટણદારના માથા ઉપર ધ્વજ ઉંચો રાખવો.

## Of Lieutenant. લેફટેનંટની જગ્યા.

લેફટેનંટ પલટણદારના જમણા હાથ બાજુ ઉભા રહીને હુકમ પ્રમાણે તોપો ચલાવે.

## The Charge તાકીદ.

ત્યારે પલટણદાર નીચે પ્રમાણે વાંચી સંભળાવે:—

૮. આ બાળકને અર્પણ કરવાથી, પ્રભુ તેને પોતાના કબજામાં લે અને તે દેવનીજ ઇચ્છા સદા કરે એવી તમારી ઇચ્છા છે, એમ તમે જણાવો છો. એ માટે દેવ આ બાળકને ગોઠે ત્યાં મોકલવા ચાહે તો પણ તેને માટે તમારે ખુશી થવું. ને ખરી સુભક્તિ સહિત પ્રીતની તથા મુક્તિફોજની સેવા કરવાને અર્થે, જે કાંઇ દુઃખ, સંકટ, અછત અથવા હાની ભોગવવાની જરૂર પડે તેથી તમે તેને પાછું કદી નહિ રાખો.

મુક્તિફોજનો સિપાઈ કેવો માણસ હોવો જોઇએ, એ દેખાડવાને તેને સારો નમુનો બતાવશો અને તમારી પુરી શક્તિ મુજબ પોતાનો સઘળો વખત, શક્તિ

ને નાખ્યાં, યુદ્ધને આગળ ચલાવવાને અર્થે વાપરીને, તે એક વિશ્વાસુ સિપાઇ થઈ રહે, એને માટે તમારે તેને કેળવીને શિખાડવું જોઇએ.

જો તમે આ વાત સમજીને તે પ્રમાણે કરવા રાજી છો તો આ દેવાર્પણની ક્રીયામાં ભાગ લેવાને હું તમને બોલાવું છું, અને આપણા પ્રભુના નામે તથા મુક્તિ-ફોજના નામે આ બાળકને મારા હાથમાં લઉં છું.

## Present. સોંપો.

૧૦. ત્યાર પછી પલટણદારે છોકરાને લેવા માટે હાથ લાંબા કરવા અને તેને ઉંચે આપી પલટણને સાક્ષી રાખવી કે. હું આ બાળકને પ્રભુને અર્પણ કરૂં છું અને તેના માબાપની માનતા વિષે તમે સાક્ષી છો.

## Stand! ઉભા થાઓ!

૧૧. હાજર થએલા બધા સિપાઇઓ ઉભા થાય.

## Pray. પ્રાર્થના કરો.

૧૨. બધા છાના રહેશે ત્યારે પલટણદાર બાળકને હાથમાં ઉંચું કરીને એવી પ્રાર્થના કરે કે:—

"હે સૈન્યના યહોવાહ, તું આ બાળક........ને [આ ઠેકાણે છોકરાનાં બધાં નામ લેવાં] તારૂં પોતાનું થવા સારૂ સ્વીકાર."

૧૩. આ પછી તે યોગ્ય સમજે તે પ્રમાણે વધારે પ્રાર્થના કરે. ત્યાર બાદ તે કહેશે કે;—પ્રભુની તથા મુક્તિફોજની........પલટણના નામથી જે બાળકના માબાપે જગતની મુક્તિને સારૂ આ બાળકને અર્પણ કીધું છે તેને મેં સ્વીકાર્યું છે.

દેવ આ છોકરાને બચાવો, આશીર્વાદ આપો તથા સંભાળો. આમેન!

## Charge. તાકીદ.

ત્યાર પછી તે છોકરાના માબાપને એવું કહે કે:—

૧૪. "પ્રભુની આગળ તથા મુક્તિફોજની આ પલટણની આગળ હું તમને આ બાળકના માબાપને એવી તાકીદ આપું છું કે, આજે જે વચનો આ બાળક વિષે તમે આપ્યાં છે તે પુરાં કરો."

૧૫. ત્યાર પછી તે બાળક ને તેના માબાપને સોંપીને જે કંઇ વધારે વાત કહેવાને તેને યોગ્ય લાગે તે કહે. ત્યારે તે સિપાઇઓની તરફ ફરીને તેઓને એવું કહે કે:—

"આ બાળક તથા તેના માબાપને સારૂ જે કોઈ પ્રાર્થના કરશે અને જે વચનો તેઓએ આજે આપ્યાં છે તે પળાવવાને દરેક રીતે જે કોઈ બનતી કોશીષ કરશે તેઓ હાથ ઉંચા કરે.

### Bayonets Fix. હાથ ઉંચા કરો:—

### Three Volleys. ત્રણ તોપ.

દેવ આ બાળકના માબાપને આશીર્વાદ આપો ! — આમેન !
દેવ બાળકને આશીર્વાદ આપો ! — આમેન !
દેવ મુક્તિફોજને આશીર્વાદ આપો ! — આમેન !

### Kneel. ઘુંટણ ટેકો.

૧૬. સિપાઇઓ, ઘુંટણ ટેકો !

૧૭. ત્યારે પલટણદાર તથા બીજાઓ પ્રાર્થના કરે અને દયાસન આગળ આવવા નહોતરૂં આપે.

### Register. પત્રક.

૧૮. પલટણના છોકરાનું એક ખાસ પત્રક રાખવામાં આવે તેમાં અમે આ બાળક દેવને તથા મુક્તિફોજને સોંપ્યું છે એવાં વચન ઉપર છોકરાંના માબાપે સહી કરવી જોઇએ.

### No Water. પાણી નહિ.

૧૯. દેવાર્પણની ક્રીયા વખતે અથવા તે પછી પાણી વાપરવું નહિ.

### Who only may present this. જે અર્પણ કરી શકે તે.

૨૦. એ તો ખુલ્લુંજ છે કે માબાપમાંથી એક જણ મુક્તિનો સિપાઇ ન હોય ત્યાં લગી એવી ક્રીયા નકામી કરે છે. જો બીજાં માબાપો ગમે તે વખતે પોતાનાં છોકરાં પ્રભુને અર્પણ કરવા ચાહે તો પલટણદાર તેમની ધારણા પ્રમાણે અર્પણ કરી શકે છે.

૨૧. જે સિપાઇ આ વચનો ખરા મનથી આપી શકતો નથી તેને એવી રીતે પોતાના બાળકને અર્પણ કરવાની ફરજ પાડવામાં આવતી નથી. જે કોઇ ખરા મનથી એવી પ્રતિજ્ઞા આપી શકતા નથી તેઓને આ ક્રીયા પ્રમાણે કરવાની મના છે.

---

## III. PUBLIC ENROLLMENTS.

## ૩. દાખલ કરવાની ક્રીયા.

### Its Importance. તેની અગત્યતા.

૧. સિપાઇઓને દાખલ કરવાની ક્રીયા વિશેષ અગત્યની છે, કેમકે તેઓ લોકોને સાક્ષી રાખીને દેવની સાથે એક એક સ્પષ્ટ અને ગંભીર કરાર કરે છે.

## Adherents to be in a Prominent Position.
## દાખલ થનાર અઢીરંટો આગળ બેસાડો.

૨. જે સભામાં સિપાઇઓ બનાવવાના છે તે ઘણું કરીને બીજી સાધારણ સભાના જેવી શરૂ કરવામાં આવશે; તેથી સભા ચલાવનાર અમલદાર ઈસારો કરે ત્યારે દાખલ થનારા અઢીરંટોએ પ્લાટફોર્મની આગળ જવું.

## Different Classes Present.
## હાજર થએલા અનેક પ્રકારના લોકો.

અમલદાર સિપાઇઓને દાખલ કરવાની ક્રીયાવાળી સભા ચલાવવાના હોય ત્યારે તેણે એવું યાદ રાખવું કે સભામાં ત્રણ પ્રકારના લોકો હાજર થશે અને હરેકને લાભ મળે એવી રીતે તેણે કરવું.

(અ) સિપાઇઓ તરીકે દાખલ થનારા અઢીરંટો.

(આ.) થએલા સિપાઇઓ કે જેઓને તેમની માનતાઓ વિષે યાદ કરાવવાથી લાભ મળવો જોઇએ.

(ઇ) બીજા સાધારણ લોકો તેઓમાંના ઘણા મુક્તિ પામેલા નથી અથવા તો સંપુર્ણ રીતે દેવને તથા ફોજને અર્પણ થએલા નથી.

## The Colour Sergeant. ધજા જમાદાર.

૪. સિપાઇઓને દાખલ કરવાના છે એમ જણાવ્યા બાદ અમલદારે ધજા જમાદારને બોલાવવો, જમાદાર ધજા લઇને અમલદારની પાછળ ઉભા રહીને ધજાને ખુલ્લીને ઉંચી કરે ત્યાર પછી એક અનુકુળ પડતું ગીત ગવડાવવામાં આવશે. તે પછી આતુરતાએ પ્રાર્થના કરાવવી કે, દેવનો આશીર્વાદ ક્રીયા પર તથા તેમાં ભાગ લેનારા પર ઉતરી આવે.

## Reading. વાંચન.

૫. ત્યાર પછી અમલદારે શાસ્ત્રની કેટલીક અનુકુળ પડતી કલમો વાંચવી અથવા પોતાના લેફ્ટેનંટ પાસે કે કોઇ લાયક માણસ પાસે વંચાવવી, જેમકે નીચે પ્રમાણે:—

"હું ને મારા ઘરનાં તો યહોવાહની સેવા કરીશું."—યહો. ૨૪: ૧૫.

"યહોવાહ જે મારો ખડક છે તેને ધન્ય હો, તે મારાં હાથને યુદ્ધ કરતાં, ને મારી આંગળીઓને લડતાં શિખવે છે." ગીત ૧૪૪: ૧.

"વિશ્વાસની સારી લડાઈ લડ, અનંત જીવન ધર" ૧ તીમોથી ૬: ૧૨.

"સેતાનની યુક્તિઓની સામે તમે સ્થિર રહી શકો, માટે દેવનાં સર્વ હથિયારો સજો. કેમકે રક્ત તથા માંસની સામે આપણું મલ્લયુદ્ધ નથી, પણ અધિ-

પતિઓની સામે, અધિકારીઓની સામે, જગતમાંના આ અંધકારના સત્તાધારીની સામે, આકાશીઓમાં ભુંડાઈનાં આત્મિક લશ્કરોની સામે છે. એ માટે દેવનાં સર્વ હથિયારો લો, કે તમે ભુંડે દહાડે અટકાવી શકો, ને સર્વ કરીને ઉભા રહી શકો એ માટે સત્યથી તમારી કમર બાંધીને તથા ન્યાયીપણાનું બખ્તર પહેરીને ઉભા રહો. સર્વ ઉપરાંત વિશ્વાસની ઢાલ લો, જેથી ભુંડાના બળતા બાણો હોલવી શકશો. અને તારણનો ટોપ તથા આત્માની તરવાર જે દેવની વાત છે, તે લો." એફેસી. ૬: ૧૧-૧૭.

## Singing. ગાયન

ત્યાર પછી અમલદારે એક ટેક ગવડાવવી તેમાં આખી સભાએ મોટા ભાવથી ગાવામાં સામેલ થવું.

## Enrollment of Salvation Soldiers.

## મુક્તિના સિપાઇઓને દાખલ કરવાની રીત.

૬. જે કોઇ માણસો સિપાઇઓ થવા ચાહે છે, અને જો તેઓનાં નામ કેટલાક વખતથી અઢીરંટોના પત્રકમાં લખેલાં હોય, અને તેઓ સંતોષકારક નિવડ્યા હોય તો તેઓને મુક્તિના સિપાઇઓ તરીકે જાહેર રીતે દાખલ કરવામાં આવશે. તેઓએ પોતાના હાથ ઉંચા રાખીને નીચે લખ્યા પ્રમાણે અમલદારની પાછળ પાછળ પ્રતિજ્ઞા બોલવી:—

## Soldiers' Declaration. સિપાઇની પ્રતિજ્ઞા.

હું..............ગામ ..........નો રહેવાસી મુક્તિફોજનો સિપાઇ થવા દેવે મને બોલાવ્યો છે એમ માનીને એવી પ્રતિજ્ઞા આપું છું કે:—

(૧) હું એવું માનું છું કે ઇસુ મને હમણાં તારે છે; અને દેવની મદદથી મુક્તિફોજમાં એક વિશ્વાસુ સિપાઈ થઈ રહેવાને વચન આપું છું.

(૨) હું કેફી વસ્તુઓને તજી દેવાનું વચન આપું છું.

(૩) હું મૂર્તિપુજાથી પરહેજ રહેવાનું વચન આપું છું.

(૪) મારાથી બનાય ત્યારે મુક્તિફોજની સભાઓમાં હાજર થવાને તથા મારાથી અપાય તેટલી મદદ મુક્તિફોજને આપવાને હું વચન આપું છું

## Enrollment of Adherents.

## અઢીરંટોને દાખલ કરવાની રીત.

૭. જે માણસો મુક્તિફોજવાળાઓ, (એટલે અઢીરંટો) તરીકે દાખલ થવાની ઇચ્છા રાખે છે તેઓને મુક્તિફોજની ધજા તળે જાહેર રીતે દાખલ કરવામાં આવશે. તેઓએ પોતાના જમણા હાથ ઉંચા રાખીને દીક્ષા ચઢાવનાર અમલદારની પાછળ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા બોલવી:—

## Adherents' Declaration. અઢાર'ટોની પ્રતિજ્ઞા.

"હું............ગામ............નો રહેવાસી મુક્તિફોજવાળો થવાને તથા મુક્તિફોજના ઉપદેશ અને માર્ગદર્શનને તાબે રહેવાની મારી ઈચ્છા છે તે પ્રગટ કરૂં છું."

## Singing. ગાયન.

૯. ત્યાર પછી અમલદારે બધા સિપાઇ અઢીરટોની પાસેઃ

*The Yellow Red and Blue shall fly.*

ફરકોરે ધ્વજ ત્રિરંગી. અમારે માથે મોત લગી,
લોહી તથા અગ્નિ થકી જય પામીશું! જય પામીશું!

આ ટેક ગવડાવશે.

## Newly Enrolled informed of Responsibilities.

## નવા દાખલ થએલાઓને તેમની જવાબદારી વિષે સમજુતી આપવી.

૧૦ ત્યારે અમલદારે નવા દાખલ થએલાઓને પોતાની લીધેલી માનતાઓને વિશ્વાસુ રીતે પાળવાની જવાબદારી વિષે બોધ આપવો ને દેવની કૃપાથી તેઓ નમુનારૂપી થઇને મુક્તિફોજને શોભે તથા આસપાસના જગતના લોકોનું ભલું થાય એવી રીતે વરતે એ વિષે સમજાવ્યા પછી તેણે એમ કહેવું કેઃ—

"જનરલ સાહેબના નામથી મુક્તિફોજના (સિપાઇઓ તથા અઢીરટો) તરીકે તથા તેની એક નિશાની દાખલ આ પ્રતિજ્ઞાનો ક્યાર્ડ હું તમને આપું છું.

## Copy of Declaration. પ્રતિજ્ઞાની નકલ.

૧૧. ત્યાર પછી પત્રકમાંથી દરેક નવા સિપાઈ કે અઢીરંટનાં નામ વાંચી સંભળાવવામાં આવશે અને બધા લોકો, નીચે પ્રમાણે ટેક ગાશેઃ—

*Rouse then, Soldiers, Rally round the banner.*

ઉઠો યોદ્ધા, બધા ભેગા થજો! ધ્વજ આસપાસ હારબંધ થજો સૌ.
આગળ! આગળ! બોલો હાલેલુયા, ફોજનો ધણી છે પ્રભુ ઈસુ.

ગાયન ચાલે તે વખતે તેઓને પ્રતિજ્ઞાનાં ક્યાર્ડો વહેંચી આપવામાં આવશે.

## Officer to Endeavor to get audience to Penitent form.

## અમલદારે લોકોને મુક્તિ અથવા પવિત્રાઈ પમાડવાની કોશીષ કરવી.

૧૨. ત્યારે જે અમલદાર તે સભા ચલાવે છે તેણે લોકોને કરાવ ઉપર લાવ-

• વાને કોશીષ કરવી, જેથી તેઓ મુક્તિ પામવા, નહિ તો પોતાને અર્પણ કરવા આગળ આવે.

---

# IV. COVENANTS. ૪. કરારો.

## ૧. સામાન્ય નિયમ.

### Old Custom of Israel. ઇસ્રાએલીઓનો અસલી રિવાજ.

૧. અસલના ઘણા પ્રખ્યાત પવિત્રોનો એવો રિવાજ હતો કે ખાસ પ્રસંગે દેવને ચાહવા, તેને માન આપવા તથા તેની આજ્ઞાઓ પાળવાને અર્થે તેમજ તે લોકનાં આપેલાં વચનો યાદ કરાવવાં, અને દેવ તેઓની જરૂર પ્રમાણે તેઓને સંભાળી રાખે માટે તેને યાદ દેવડાવવા સારૂ, તેઓ નવેસરથી કરાર કરતા હતા. ( ૨ કાળવૃતાંત ૧૫:૪-૧૫; ૨ કાળવૃતાંત ૩૪:૨૯-૩૩ )

### Profitable. લાભકારક.

૨. અલબત ખાસ વખત હોય છે કે જ્યારે આપણા અમલદારો તથા સિપાઇઓ એકલા હોય કે પોતાના સાથીઓની સંઘાતે, એકાંતમાં કે મંદિરમાં, કે બીજે કંઈ હોય, ત્યાં એવીજ સભાઓ પોતાના લાભને માટે ભરી શકે તેમ છે.

### With All Night. આખી રાતની સભાઓમાં.

૩. કરાર કરવાની એવી સભાઓ આખી રાતની કે અરધી રાતની પ્રાર્થના વખતે લાભકારક રીતે ભરી શકાય.

૪. જો કરાર કરવાની સભા એજ કામને માટે જુદી હોય તો હમેશના ધારા મુજબ સભાની શરૂઆતમાં જે જે કરવામાં આવે છે તે તે કરવું જોઇએ. પણ જો તે સભાની વચમાં કરાર કરવામાં આવે તો આગળનાં ગીત, પ્રાર્થના વિગેરે કરવાં ન જોઇએ.

### Reading. વાંચન.

૫. બાયબલની થોડીક કલમો વાંચવી, જેવી કે, ગેથસેમાનેની વાત, વીગેરે અને ત્યાર પછી તે પર વાત કરવી.

### Explain. સમજાવો.

૬. એ સભામાં જેઓ છેક અજ્ઞાન જેવા હોય તેઓને પણ સમજણ પડે, એવી રીતે એ સભાના હેતુ તથા ગંભીરતા વિષે ટુંકમાં સમજાવવી; જેમાં એમ કહેવું કે:—

### Meaning of Covenant. કરારનો અર્થ.

અ. કરાર એટલે વચન અથવા બે પક્ષના માણસો વચ્ચે બાંધેલી જે શરતો તે.

૨. પરાત્પરના દેવની સાથે કરાર કરવાથી આપણે માથે વિશેષ ભારે જવાબદારી આવે છે. જ્યારે બે જણ અમૂક ફરજો બજાવવા અરસપરસ કબુલાત આપે છે ત્યારે દરેક જણ એક બીજા વિષે એવી આશા રાખે છે કે તે પોતાનું કામ કરશે; ને એજ રીતે તેઓ દેવ ઉપર પણ એવી આશા રાખે છે કે તેણે તેમને જે કામ કરવાને આપેલું છે, તે તેના વચન પ્રમાણે પૂરું કરાવશે: ત્યારે તેઓએ પણ યાદ રાખવું કે તેઓએ જે ગંભીર વચન એ પ્રસંગે તેને આપેલાં છે તે પ્રમાણે તેઓ ચાલે એવી તેની પણ મરજી છે.

## To be Kept till Death. કરાર મરણ સુધી પાળવાનો.

૩. પછી પાળકઉપદેશક, પ્રભુ ઇસુ ખ્રીસ્તના દુઃખ વેઠવા તથા મરણ ભોગવવા વિષે થોડું કહી સંભળાવે.

## Like Jesus, by God's help. દેવની મદદથી ઇસુના જેવો.

૪. યહોવાહ દેવના અને ઇસુ ખ્રીસ્તના સાથી કામદારો થવાને તેઓ કેવા નાલાયક છે એ વિષે તેણે તેઓને યાદ દેવડાવવું જોઇએ, પણ જે માનતા લે છે તે પાળવાને દેવ શક્તિ આપે તેને માટે તેઓ દેવની આગળ હાંક મારે એવો તેમને આગ્રહ કરવો. તેઓ વચન આપે એટલુંજ નહિ, પણ તે પાળે, એટલે પ્રભુ આગળ જૂઠું ન બોલે માટે તેઓએ દેવની મદદ માગવી જોઇએ.

## As required. દેવ માગે છે તે પ્રમાણે.

૫. પછી તેઓ વિશ્વાસ કરે છે કે, પવિત્રઆત્મા સ્વાર્પણ કરવાને જે પ્રમાણે બતાવે તે પ્રમાણે વિશ્વાસ કરવાને તેઓને આગ્રહ કરવો.

## Read Covenant કોલકરાર વાંચો.

૬. જે કરાર તેઓ બાંધવાના છે તે વાંચે ત્યારે તેઓ તે પર ગંભીરતાથી ધ્યાન આપે એવું તેઓને કહેવું. અમલદારે ધીમે ધીમે વાંચવું, કે જેથી બધા સાંભળીને સમજી શકે.

## Altering Words to Suit Neccessity. તેઓની અગત્યતાને અનુકુળ આવે તે પ્રમાણે શબ્દો બદલવા.

૭. પાળકઉપદેશકે સાંભળનારાઓની અગત્યતા પ્રમાણે શબ્દોમાં ફેરફાર કરતા જવું. દેવની પ્રાર્થના કરવામાં અમલદાર અમુક શબ્દોજ બોલવા બંધાયલા છે, એમ અમે કહેવા માગતા નથી. પણ જેમ પવિત્રઆત્મા તેને દોરે તેમ તેણે પ્રાર્થના કરવી. તો પણ જ્યારે તે બીજીવાર વાંચે ત્યારે પહેલાંના જેવાજ શબ્દો વાપરવા.

## Kneel ઘુંટણીએ પડવું.

૮. કરારનામું વાંચી રહ્યાબાદ અને ખુલાસો કીધા પછી તેઓ તેની મતલબ

હરેક વારે સ્પષ્ટ રીતે સમજે, એ માટે પરઠણદારે હાજર રહેલાઓને એમ કહેવું કે જેઓ આ પ્રમાણે કરાર કરવા ચાહે છે તેઓએ દેવની આગળ ઘુંટણીએ પડવું.

## With Eyes Shut . આંખ મીચીને.

૯. ઘુંટણીએ પડે તે વખતે આંખ મીચીને કોઇ પ્રસંગોપાત ટેક ગાવી.

૧૦. ગીત ગાયા પછી, અને લોકો આંખ મીચીને ઘુંટણીએ પડેલા હોય એવામાં પરઠણદારે પોતાની પાછળ પાછળ બોલવાનું તેઓને કહેવું, વળી કોઇવાર હાથ ઉંચા રાખીને કરારનામાનાં વાક્ય પછી બોલી જાય.

૧૧. તેણે ધીમે ધીમે વાંચી જવું એટલુંજ નહિ, પણ લોકો તેનો ખુલાસો સમજે છે કે નહિ તે જોવું, ને જો ન સમજ્યા હોય તો ફરી વાંચી જવું, અને જો કોઈ અમુક વાક્ય તેઓ ન સમજ્યા હોય તો તે વાક્ય ફરીથી વાંચવું.

## May be made Standing. ઉભાં ઉભાં પણ કરાર થઇ શકે.

૧૨. કરાર ફરી વાંચી જવાય અથવા લોકો ઘુંટણીએ પડીને તે વાંચે, અને જેઓ એ વચનો પાળવા બંધાતા હોય તેમને ઉભા થવાનું કહેવું અને પરઠણદારની પાછળ તેઓ એવું બોલે કે:—

"દેવની મદદથી અમે આ કરારો પાળીશું."

## Conclusion. છેલ્લું.

૧૩. કરારની ક્રીયા ખલાસ થયા પછી પરઠણદારે પ્રાર્થના કરવી અથવા બીજા પાસે કરાવવી ને જે ક્રીયા કરવામાં આવી, તે વિષે પ્રાર્થના કરતાં એમ કહેવું કે, "હે દેવ અમોએ જે વચનો આપ્યાં છે તે વિષે તું અમારો સાક્ષી થા." ત્યાર બાદ કેટલીક સાક્ષીઓ આપવામાં આવે; પ્રાર્થના કરવામાં આવે; પાપીઓને આગળ બોલાવવામાં આવે અથવા જય પામવાની ખાત્રી આપે છે એવી કોઇ ટેક ગાઇને સભા બંધ કરવામાં આવે.

## ૨. Holiness Covenant. પવિત્રાઇનો કરાર.

હે સદાકાળના દેવ, મારા પિતા તથા મારા મિત્ર, હું તારી આગળ આવ્યો છું. હું તારી હજુરમાં છું, હું તારા પાયાસન આગળ છું. તું મને જુએ છે અને હ્યાં તથા હાલ તારી આગળ મારા આખા મનથી તારી સાથે એવો કરાર કરવા ઇચ્છું છું કે જે હું કદી તોડીશ નહિ.

મારૂં બધું અપરાધીપણું, અવિશ્વાસીપણું જાણુવા છતાં તેં તારા અનાદી પ્રેમથી મારા ઉપર પ્રીતિ રાખી છે. તારા દિકરા ઇસુ ખ્રીસ્તને મારે માટે તેં વધસ્તંભ પર મરવાને આપી દીધો કે જેથી મારાં પાપની માફી થાય અને અજવાળાના રાજ્યમાં જવાને મારે સારૂ દ્વાર ઉઘાડું થાય.

જ્યારે હું અજ્ઞાનતામાં ને પાપમાં ભટકી ગયો હતો ત્યારે તેં મને શોધ્યો,

અને તારા આત્મા વડે મને જીવતો કીધો. અને જ્યારે હું અપરાધથી ખેદિત અને પાપથી લાદેલો થઇને તારી પાસે આવ્યો, ત્યારે જે શ્રાપ ને સજાને હું લાયક હતો તે તેં મારાથી દૂર કીધાં, અને તારા દીકરાના મુલ્યવાન લોહી વડે મારું હૃદય શુદ્ધ કીધું, અને જગત પર તથા દૈહિક વાનાં પર તથા સેતાન પર, મને અધિકાર આપે છે, અને ત્યારથી તું તારા બળથી મારી અગત્યો પૂરી પાડે છે, ને મારા શત્રુ પર તેં જય મેળવ્યો છે, અને મારા ઉપર અપાર દયા દેખાડી છે. અને હવે તારા પ્રેમ ને મરણના પુન્યને લીધે હું ફરી તારી આગળ આવું છું અને તારી આગળ આ કરાર કરવાને પરમપવિત્ર સ્થાનમાં, તારા નોહતરાથી તારી હજુરમાં આવું છું.

એમ કરતાં હું ફરી તને મારો દેવ તથા તારનાર કરી લઉં છું. અને તારી સેવા કરવા, તારી આજ્ઞા પાળવા તથા મારા આખા અંતઃકરણથી ને મારા આખા મનથી ને મારા આખા બળથી તારી સેવા કરવાને વચન આપું છું.

મારી બધી તંગીઓ પૂરી પાડવા, ભુંડાઇની સામા લડવાને, સદા મને મદદ આપવા તથા પૃથ્વીમાં તથા નર્ક પર જય પામવાને તારા પર મારો ભરોસો છે. અને હે મારા તારનાર, હું તારા પર વિશ્વાસ રાખું છું. તારું મુલ્યવાન લોહી મને દાસ બધા અન્યાયીપણાથી શુદ્ધ કરી શકે છે, ને શુદ્ધ રાખી શકે છે, અને તારી પોતાની આગળ તથા ન્યાયના છેલ્લા દિવસને માટે મને નિર્દોષ રજુ કરી શકે છે.

ધન્ય ઇસુ, જગત તને ધિક્કારે છે, પણ હું તારામાં અભિમાન કરું છું; જગત તારો દ્વેષ કરે છે પણ હું તારા પર પ્રેમ કરું છું; તારે લીધે હું જગત અને તેની મોજમજાની, તેની સંગતથી, તેની મિત્રાઇથી, તેના ડોળથી, તથા તેનાં પાપથી જૂદો થઉં છું; અને હું હમણાં વચન આપું છું કે, મારા આખા મનથી હું તારી પાછળ ચાલીશ; મારી સઘળી શક્તિથી હું તારી આજ્ઞાઓ પાળીશ, મારા પૂરા પ્રેમથી તને વળગી રહીશ; અને મારા આખા જીવનભર સુધી તારે માટે યુદ્ધ કરીશ.

મારી પાસે જે જે છે તે તે હું તારી વેદી ઉપર મુકું છું, સુખમાં કે દુઃખમાં, આબાદીમાં કે તંગીમાં હું તારા વધસ્તંભનો ભાગીઓ થાઉં ને તારા નામનો મહિમા કરવા અને જે મુલ્યવાન આત્માઓને સારુ તેં તારું લોહી વહેવડાવ્યું તેઓની મુક્તિને સારુ તારી સાથે ભાગ લેવાની કીર્તિ પણ હું પામું.

અને હવે, હે દેવ પિતા, દેવ પુત્ર, દેવ પવિત્રઆત્મા, તું મહાન યહોવાહ, હું સદાકાળ તારો છું; તું મારો દેવ છે અને હું તારું બાળક, તારો સેવક તથા સિપાઈ છું. આ ગંભીર વચનો પાળવાને તારાથી શક્તિ પામવાની હું આશા રાખું છું, અને તારા સર્વશક્તિમાન આત્મા વડે, ઇસુ ખ્રીસ્તના મુલ્યવાન લોહીની

મારફતે આ કરારને હું મુદ્રિત કરૂં છું; અને તું એવું કર કે આ પવિત્ર માનતા મરણ લગી પાળવાને મને જ્ઞાન ને બળ આપ. અને એથી હું જે વચન પુથ્વી પર હાલ આપું છું તે આકાશમાં મંજુર થાય. આમેન.

## ૩. War Covenant. યુદ્ધનો કરાર.

અમારી આસપાસનાં સ્ત્રીપુરૂષોની કંગાળ અવસ્થાથી અને દર પળે તેઓ હમેશાંના નર્કમાં પડવાની ભયંકર અવસ્થામાં રહેલાં છે, એથી ભયભીત થઇને, અને પાપ તથા કંગાળ અવસ્થામાંથી દેવ, ઇસુ ખ્રીસ્તની મારફતે તેઓને તારી શકે છે એ મુક્તિફોજના સિપાઇઓના અનુભવથી સિદ્ધ થયું છે, એથી ખાત્રી પામીને હમણાં હાં મારૂં જે જે હોય તે સુદ્ધાં મારા અંતઃકરણથી નવે નામે સદાને માટે હું દેવને સોંપાઈ જાઉં છું.

એમ કરતાં હું, હમણાં પોતે દેવ આગળ અને મારો પ્રીય તારનાર જે મારે લીધે મરણ પામ્યો તથા મારા સાથીઓની આગળ એવું વચન આપું છું કે, જ્યાં જ્યાં હું જાઉં ત્યાં ત્યાં મારો જેટલો વખત, જેટલી બુદ્ધિ, સાધનો તથા અખ્ત્યાર છે તે મારી પોતાની પલટણમાં કે પડોશમાં યુદ્ધના લાભને અર્થે ઉપયોગમાં લાવીસ.

આ કરાર પાળતાં, હું એવું વચન આપું છું કે, મુક્તિફોજના નિયમ પ્રમાણે જે જે કામ મારા અમલદાર તરફથી મને સોંપવામાં આવશે તે હું કરીસ. બહારની કે અંદરની કોઇ પણ સભામાં મને ગીત ગાવા, પ્રાર્થના કરવા કે બીજું એવું કામ કરવાનું કહેવામાં આવે તો તે કરવા સારૂ હું વચન આપું છું.

મારો બનો ફુરસદનો વખત યુદ્ધને માટે આપવા, પ્રાર્થનામાં હાજર થવા, દરેક સભાની વખતે વેળાસર હાજર થવા તથા તેમાં છેવટે સુધી રહેવા તથા બીજી સભાઓમાં બની શકે એટલું કામ કરવા વચન આપું છું.

સેન્યાવેસ પહેરવા, "મુક્તિસમાચારો" વેચવા અને જે કામ મને સોંપવામાં આવે તે કરવા તથા દરેક રીતે સંપૂર્ણ સિપાઇ થવા યત્ન કરવાનું વચન આપું છું.

પાસેના તથા વેગળેના મારા સાથીઓને સારૂ લાગ પ્રમાણે પ્રાર્થના કરવાનું વચન આપું છું; પણ વિશેષે કરીને રોજ બપોરે ખાસ કરીને જેઓ સતાવણીમાં, તંગીનાં કે સંકટમાં હશે તેમને માટે પ્રાર્થના કરીસ.

મારા ઉપરીઓને પૂરો સંતોષ આપવા તથા જેમની સાથે હું રહું ને કામ કરૂં તેમને સંતોષ આપવા હું યત્ન કરીશ, કે જેથી કરીને આપણો ફોજના ખરા ધર્માચારને પ્રસન્ન કરે.

જો અમલદાર થઇને માણસોના આત્માની મુક્તિને માટે મારી જીંદગી અર્પણ કરી બહાર જવાનું તેડું આવે તો ગમે તે જાતના લોકની મુક્તિને માટે ગમે તે દેશમાં જવા ખુશી છું.

ત્યાં હું દેવને વચન આપું છું કે, હું હમેશાં તેનો હુકમ માનીશ, ને દરરોજ તેનાથી પ્રકાશ તથા બળ માગીશ અને એ પ્રકાશમાં એજ શક્તિથી ચાલીશ; અને એમ તેમ થાય તો પણ ઇસુ ખ્રીસ્તને લીધે દેવ બાપની પાસે માગીશ કે, તું મને મારા કરારમાં વિશ્વાસુપણે ટકી રહેવાને બળ આપ. આમેન.

---

## V. MARRIAGES.

## લગ્ન.

### Marching in ફોજ ચલાવીને મંદિરમાં દાખલ થવા વિષે.

૧. ઠરાવેલી જગ્યાએ આવવાની ગોઠવણ પલટણદારે કરવી કે જેથી ગામના લોકો ઉપર સૌથી સારી અસર થાય. સૌથી સારી જગ્યા સિપાઇઓને સારૂ રાખવી.

૨. હાજર રહેલા અમલદારો વરકન્યા તથા તેમના મિત્રો સહિત હારબંધ મંદિરમાં જઈ પ્લાટફોર્મ ઉપર બેસી જાય.

### ૩. Positions બેસવાનો અનુક્રમ.

જ્યાં એમ ન હોય ત્યાં વરકન્યા અંદર આવે ત્યારે જવાબદાર અમલદાર તથા સિપાઇઓ પ્લાટફોર્મ ઉપર બેઠેલા હોવા જોઇએ. વર કન્યા આવી, અમલદારની જમણી તરફ વર તથા ડાબી તરફ કન્યા બેસે.

### Song and Prayer. ગીત અને પ્રાર્થના.

૪. તે પ્રસંગને લાયક ગીત ગાઈ સભા શરૂ કરવી, તે પછી હમેશના ધારા મુજબ પ્રાર્થના કરવી.

### Reading વાંચન.

૫. પલટણદાર પ્રસંગને અનુકુળ વાંચન વાંચે, તેમાં હેઠળ બતાવેલું અનુકુળ થઈ પડશે:—

પુનર્નિયમ ૬:૩–૭. તથા માત્થી ૬:૩૧–૩૪; અથવા એફેસી. ૫:૨૨–૩૦; અથવા દાઉદનું ૨૩ મું ગીત.

### Position of Bride and Bridegroom.
### વર કન્યાને બેસવાનો અનુક્રમ.

૬ પછી વર કન્યાએ ઉભાં થઇ રહેવું. કન્યા, અમલદારની ડાબી બાજુએ અને વર તેની જમણી બાજુએ ઉભાં રહે.

## Articles of Marriage. લગ્નના કાયદા.

૭. પછી, અમલદારે હુકમ લખેલા લગ્નના કાયદા વાંચી સંભળાવવા અને જે તેની ખુશીમાં આવે તેનો ખુલાસો કરે કે જેથી મુક્તિફોજના લગ્નનો મુળ અર્થ બરોબર રીતે સમજી શકે.

(૧) અમે ગંભીરતાથી જાહેર કરીએ છીએ કે, અમે આ લગ્ન પોતાનાજ સુખ અથવા લાભને અર્થે કરવાને શોધ્યું નથી, છતાં અમારી એવી આશા છે કે તેમ કરવાથી અમને વધારે સુખ અને લાભ મળશે, પરન્તુ અમે એવો વિશ્વાસ રાખીએ છીએ કે લગ્ન ગાંઠથી દેવને વધારે સારી રીતે પ્રસન્ન કરી શકીશું અને વધારે આતુરતાથી તથા ફતેહમંદ રીતે મુક્તિફોજમાં યુદ્ધ અને શ્રમ કરી શકીશું.

(૨) અમે હાં એવું વચન આપીએ છીએ કે, અમારા લગ્નથી અમારી દેવ પ્રત્યેની ભક્તિ, અમારા સાથીઓ પ્રત્યેની પ્રીતિ અથવા ફોજ પ્રત્યેની વફાદારી ઓછી થવા દઇશું નહિ.

(૩) અમે અકેક પોતપોતાની તરફથી એવું વચન આપીએ છીએ કે અકેકને જે કાંઈ કરવાને, આપવાને અને ખમવાને અધિકાર છે તે મુક્તિફોજની સદ્ધારતાને અર્થે કાંઇ પણ કરવા આપવા કે ખમવાથી એક બીજાને પાછાં રોકીએ નહિ, કેમકે અમે એવું માનીએ છીએ કે તેમ કરવાથી દેવનો મહિમા તથા આત્માઓનું તારણ વધારે થશે.

(૪) વળી અમે એવું વચન આપીએ છીએ કે જગત્‌ને તારવાને અર્થે મુક્તિફોજમાં સંપુર્ણ સ્વાર્પણ કરીને સ્થિર રહેવાને અમે એક બીજાને હિમ્મત આપવા પોતાની સઘળી શક્તિ વાપરીશું.

(૫) વળી અમે એવું વચન આપીએ છીએ કે અમારૂં ઘર દરેક રીતે મુક્તિફોજના અમલદાર (અથવા સિપાઇ) ના રહેઠાણની માફક ગણીશું અને જેઓ અમારી લાગવગનાને તાબાના હોય તેમને મુક્તિફોજ પ્રત્યે વિશ્વાસુ સેવા કરવાને કેળવીશું.

(૬) અમે એવું વચન આપીએ છીએ કે, અમે ભેગાં હઇએ કે જુદાં હઇએ પણ હમેશાં યુદ્ધ ચલાવવા તથા તે જારી રાખવાને ઈસુ ખ્રીસ્તના ખરા સિપાઈ તરીકે અમારાથી બનતી મહેનત કરીશું, અને ફોજનું નુકશાન થવા દઇશું નહિ, અને ફોજનું કોઈ પણ જાતનું નુકશાન થતું હોય, કે તેનો સ્વાર્થ બગડતો હોય, તો તેનો અટકાવ કરવાને અમે અમારી બનતી મહેનત કરીશું.

(૭) જો અમારામાંથી ગમે તે એકને મંદવાડ કે મરણ આવે તેના કારણથી અમારામાંના એકથી સિપાઇનું કામ લાભકારક રીતે ન થઈ શકે એમ હોય તો જે પાછળ રહેનાર તે પોતાની પૂરી શક્તિ પ્રમાણે આ વચનો પાળવાને યાદ રાખશે.

## The F. O. Addresses the Bride and Bridegroom.
## પલટણદાર વર કન્યાને કહે છે.

પછી પલટણદાર વર કન્યાને એવું કહે કેઃ—

"મારા પ્રીય સાથીઓ, જો તમે આ શરતો પ્રમાણે લગ્ન કરવા ચાહો છો, અને દેવ જે સર્વ હૃદયોનો જાણનાર છે, તેને હાજર જાણીને, તમે લગ્ન ગાંઠથી ન જોડાઓ એવું વ્યાજબી કારણ જાણતાં ન હો તો ઉભાં થઈને આગળ આવો."

## Stand. ઉભાં થાઓ.

૯. પછી અમલદાર આગળ જમણે હાથે વર અને ડાબે હાથે કન્યા ઉભી રહે, અને ધ્વજ જમાદાર અમલદારની ઉપર ધ્વજ ધરે.

## Declaration of Bridegroom. વરની કબુલાત.

૧૦. પછી પલટણદારની પાછળ વર એવું બોલે કેઃ—

"હું ગંભીરતાથી જાહેર કરૂં છું કે હું.........ની સાથે લગ્ન ગાંઠથી નહિ જોડાવાનું કોઇ પણ યોગ્ય કારણ જાણતો નથી."

## Declaration of Bride. કન્યાની કબુલાત.

૧૧. પછી કન્યા પલટણદારની પાછળ એવું બોલે કેઃ—

"હું ગંભીરતાથી જાહેર કરૂં છું કે હું.........ની સાથે લગ્ન ગાંઠથી નહિ જોડાવાનું કોઈ પણ યોગ્ય કારણ જાણતી નથી."

## Question to Bridegroom. વરને સવાલ.

૧૨ પછી પલટણદાર વરને કહે કેઃ—

શું તમે આ સ્ત્રીને પોતાની વિવાહિત વહુ થવાને કબુલ કરો છો, કે દેવના હુકમ પ્રમાણે વિવાહની પવિત્ર સ્થિતિમાં એની સાથે જીવન કહાડશો? શું તમે એના પર પ્રીતિ કરશો, એને શાંતિ આપશો, એને માન આપશો, અને માંદગીમાં તથા સુખાકારીમાં એની સંભાળ કરશો, અને તેણીની શક્તિ પ્રમાણે મુક્તિફોજને મદદ આપવા સારૂ જે કાંઇ કરવાને તેને અધિકાર છે તે કરતાં અને જે કાંઈ આપવાને તે આપતાં નહિ અટકાવવાનું વચન આપો છો? વળી જગતને તારવાને અર્થે સદા સંપુર્ણ સ્વાર્પણ કરવાને તમારી પુરી શક્તિથી તેને હિમ્મત આપ્યા કરશો શું? અને જ્યાં સુધી તમે બન્ને જીવો ત્યાં સુધી બીજા બધાંને છોડીને ફક્ત એનીજ સાથે સંબંધ રાખશો?

## Bridegroom Answers. વર ઉત્તર આપે છે.

૧૩. ત્યારે વર ઉત્તર આપીને કહે કેઃ—

"હા, હું એમજ કરીશ."

## Question to Bride. કન્યાને સવાલ.

૧૪. પછી પરણાવનાર કન્યાને કહે કે;—

"શું તમે આ પુરૂષને તમારો વિવાહિત વર થવાને કબુલ કરો છો, કે વિવાહની પવિત્ર સ્થિતિમાં એની સાથે જીવન કહાડો? શું તમે એના હુકમમાં રહેશો? એની સેવા કરશો, એનાપર પ્રીતિ રાખશો, એને માન આપશો, અને માંદગી તથા સુખાકારીમાં એની સંભાળ કરશો, અને તેની શક્તિ પ્રમાણે મુક્તિફોજને મદદ આપવા સારૂ જે કાંઈ કરવાને તેને અધિકાર છે તે કરતાં, અને જે કંઈ આપવાને તેને અધિકાર છે તે આપતાં, નહિ અટકાવવાનું વચન આપો છો? વળી જગતને તારવાને અર્થે સદા સંપુર્ણ સ્વાર્પણ કરવાને તમારી પૂરી શક્તિથી તેને હિમ્મત આપ્યા કરશો શું? અને જ્યાં સુધી તમે બન્ને જીવો ત્યાં સુધી બીજા બધાને છોડીને ફક્ત એનીજ સાથે સંબંધ રાખશો?

## Bride Answers. કન્યા ઉત્તર આપે છે.

૧૫. ત્યારે કન્યા ઉત્તર આપીને કહે કે:—

"હા, હું એમજ કરીશ."

## Taking Hands. હાથ પકડાવવા.

૧૬. પછીથી વર પોતાના જમણા હાથમાં કન્યાનો જમણો હાથ પકડીને પરણાવનારની પાછળ એવું બોલે કે:—

## Bridegroom. વરનું વચન.

હું તને મારી પરણેત વહુ તથા આ યુદ્ધમાં સદાની સોબતણ થવાને કબુલ કરૂં છું અને જ્યાં સુધી મોત આપણને જુદાં ન પાડે. ત્યાં સુધી ઇશ્વરના પવિત્ર હુકમ પ્રમાણે દુઃખમાં તથા સુખમાં, સંપતિમાં તથા દરિદ્રતામાં, માંદગીમાં તથા સુખાકારીમાં, આજથી તને પોતાની કરી રાખીશ, તારા પર પ્રીતિ રાખીશ, અને તને સુખી રાખીશ. અને એ વાતનું ઇસુ ખ્રીસ્તના ખરા સેવક તરીકે વિશ્વાસુપણે અને મારી આબરૂ પર, મારૂં વચન તને આપું છું.

## Bride. વહુનું વચન.

પછીથી કન્યા વરનો જમણો હાથ પકડીને કહે છે કે:—

હું તને મારો પરણેત વર તથા આ યુદ્ધમાં સદાનો સાથી થવાને કબુલ કરૂં છું અને જ્યાં સુધી મોત આપણને જુદાં ન પાડે ત્યાં સુધી ઈશ્વરના પવિત્ર હુકમ પ્રમાણે દુઃખમાં તથા સુખમાં, સંપતિમાં તથા દરિદ્રતામાં, માંદગીમાં તથા સુખાકારીમાં, આજથી તને પોતાનો કરી રાખીશ, તારા પર પ્રીતિ રાખીશ, અને તને સુખી કરીશ અને એ વાતનું હું ઇસુ ખ્રીસ્તના ખરા સેવક તરીકે વિશ્વાસુપણે અને મારી આબરૂ પર, મારૂં વચન તને આપું છું."

## The Ring put on. વીંટી પહેરાવવી.

પછી વહુ પોતાના જમણા હાથમાં વરનો જમણો હાથ ઝાલીને પલટણદારની પાછળ એવું બોલે કેઃ—

એ પછી તેઓ હાથ છોડી દે અને વર વીંટી લઇને કન્યાના ડાબા હાથની ચોથી આંગળીમાં પહેરાવીને પલટણદારની પાછળ એવું બોલે કેઃ—

"દેવને સારૂ જીવન કહાડવા અને મુક્તિફોજમાં રહીને યુદ્ધ કરવાનું આજ દિવસે જે ગંભીર વચનો આપીને આપણે પરણ્યાં તેની હમેશાંની નિશાની માટે હું આ વીંટી તારી આંગળીએ પહેરાવું છું."

## Joining the Two. બન્નેના હાથ પકડાવવા.

૧૮. પછી પલટણદાર પોતાના હાથમાં તે બન્નેના હાથ મેળવીને આ પ્રમાણે બોલેઃ—

"દેવ તથા મુક્તિફોજને નામે હું તમને ધણી ધણીઆણી જાહેર કરૂં છું. દેવે જે જોડયું છે તેને કોઇ પણ માણસે જુદું નહિ પાડવું."

## Three Volleys. ત્રણ તોપ ચલાવવી.

૧૯. "દેવ તમને આશીર્વાદ આપો!" બધા લોક "આમેન!" બોલે.
"દેવ તમારાં સગાંને આશીર્વાદ આપો!" "આમેન!"
"દેવ મુક્તિફોજને આશીર્વાદ આપો!" "આમેન!"

## A Song. ગીત ગાવું.

૨૦. પછી કોઇ અનુકૂળ પડતું ગીત ગાવું.

## Speaking. ભાષણ.

૨૧, આ ગીત ગાયા પછી પલટણદારની મરજી પ્રમાણે પાપીઓની મુક્તિને માટે અથવા સિપાઇઓના પવિત્રીકરણને અર્થે મુક્તિની મતલબ માટે ભાષણ કરનારાંની ગોઠવણ આગળથી કરી રાખે, ને એ ક્રીયાનો બાકીનો ભાગ હાજર થએલાં બધાંને લાભકારક થઇ પડે એવું કરવું.

## Bride or Bridegroom. વર અથવા કન્યા.

૨૨. લોકોને જો એવી ખબર હોય કે વર અથવા કન્યા વાત કરવાનાં છે તો તેઓ સભાની આખર સુધી બેસી રહેશે.

## No Folly. મુર્ખાઇ નહિ.

૨૩. લગ્ન થયા કેડે લગ્નના જમણની કે ફોજ ચડાવવાની ગોઠવણ પલટણદાર કરે પણ જગતના લોકો પોતાના રીવાજ પ્રમાણે કરે છે એવી મૂર્ખાઇ કરવી નહિ.

# VI. FUNERALS.

## ૬. દફનક્રીયા.

### ૧. Be ready. તૈયાર રહો.

૧. દફનક્રીયાઓમાં અનેક યોગ્ય તેમજ અયોગ્ય રીવાજો ચાલે છે, એઓના વિષે સિપાઇઓ સુખાકારીમાં હોય તેવામાં પલટણદારે તેઓને સમજાવવું.

### No Wasting Money. પૈસાની ખરાબી ન કરવી.

૨. દાખલામાં જે રિવાજથી મરનારનાં સગાને ખરચનો ભારે બોજો ખમવો પડે છે તેની સામા થવા વિષે દરેક પલટણે એકદમ સારો નમુનો આપવો.

### No Mourning. શોકનાં કપડાં નહિ.

૩. સિપાઇઓને માલુમ છે કે આપણે આપણી મુસાફરીને અંતે મુગટ પહેરીશું તેથી તેઓએ શોકનાં કપડાં પહેરવાની વિરૂદ્ધ થવું. તેઓ પોતે જીવતાં છે એટલામાં પોતાનાં સગાંવહાલાંઓને એ વિષે સારી પેઠે સમજાવવું તેથી જ્યારે તેઓ સ્વર્ગવાસી થાય ત્યારે તેમનાં સગાં જગતની રીત પ્રમાણે કરવા માગે નહિ અને પવિત્ર લોકોનાં મરણથી પાપીઓને બચાવવાને અર્થે વધારે અસર થશે.

### Use Funerals to Save Souls.

### દફન ક્રીયાથી મનુષ્યોને મુક્તિ પમાડવી.

સાફ સમજવું જોઇએ કે દરેક સંજોગો વચ્ચે દફનક્રીયાના સંબંધમાં જે મુખ્ય વાતો યાદ રાખવાની તે માણસોની મુક્તિ, સિપાઇઓની વધારે પવિત્રાઇને આતુરતા, અને સગાંના વિયોગને લીધે જે દુઃખી તેને દિલાસો આપવાનો અને આત્મિક સુધારો તથા દેવનો મહિમા કરવો એ છે.

### Last Wishes. છેલ્લી ઇચ્છા.

૪. ગુજરી ગએલાંઓની છેલ્લી ઇચ્છાઓ ઉપર ખાસ ધ્યાન હમેશાં આપવામાં આવે છે. તેથી પોતાના સિપાઇઓ તનદુરસ્ત સ્થિતિમાં છે એવામાં પલટણદારે તેઓની પાસે સ્પષ્ટ રીતે એવું જાહેર કરાવવું કે, અમે મુક્તિફોજના સિપાઇઓ છીએ તેથી અમે ગુજરી જઇએ ત્યારે મુક્તિફોજની રીત પ્રમાણે અમોને દાટવામાં આવે એવી અમારી ઇચ્છા છે, અને પોતાનાં સગાંવહાલાંએ મુક્તિફોજની રીત પ્રમાણેજ દાટવે એવું તેઓની પાસેથી વચન પણ લેવું જોઇએ.

### Overcome your Feelings.

### પોતાની લાગણીઓને કબજામાં રાખો.

૫. સ્વર્ગવાસી થએલાનાં સગાંઓને, જાહેર દફનક્રીયા કરવાને તેમની ફરજ

છે એવું સમજાવીને હિંમત આપવી જોઇએ. તેઓને એવું શિખાડવું કે બીજા લોકોના આત્માઓનો લાભ થાય માટે તેઓએ પોતાની લાગણીઓને કબજામાં રાખીને તે કરાવવી જોઇએ.

## F. O. Must Plan for the Best. પલટણદારે સારી ગોઠવણ કરવાને કોશીષ કરવી.

મરણના સંજોગોમાં ઘણો ફરક છે તેથી બધાને લાગુ પડે એવી ગોઠવણ કરવી મુશ્કેલ છે. પલટણદારે વિચાર કરીને કબર વગેરેને માટે ગોઠવણ કરવી; કારણ કે મરનારનાં સગાં ગભરાટમાં હોવાથી તેઓને તેમ કરવાને મુશ્કેલ થઇ પડે. પલટણદારે પોતાની બુદ્ધિ વાપરીને બનતાં સુધી સારો બંદોબસ્ત કરીને, પછી તે પ્રમાણે તેઓની પાસે તેને પસંદ કરાવવું.

## Announce, જાહેર કરો.

૬. વખત હોય તો દાટવાની સભા વિષે ગામમાં જાહેર કરવું જોઇએ.

## Save Expence. ખર્ચ થતો અટકાવો.

૭. મરનારનાં સગાંઓને એવી સલાહ આપવી કે બની શકે તેમ થોડો જ ખર્ચ કરવો. સારા દેખાવને માટે ભારે ખર્ચ થાય તો એ સિપાઇને શોભે નહિ. બધા સિપાઇઓ પ્રેમના કારણથી કબર સુધી પહોંચાડવા આવશે તો બીજા બહારના લોકો કરે છે તેના કરતાં વધારે સારી અને યોગ્ય દફન ક્રીયા થશે.

## Door Notice. બારણે જાહેર ખબર.

૮. સિપાઇનું મરણ પછી બનતી તાકીદથી એક જાહેરનામું લખીને બારણે લટકાવવું. તે જાહેરનામાની આજુબાજુ પાંદડાનું તોરણ બાંધો. તેમાં એમ લખવું કે:—"મુક્તિફોજની......પલટણમાંથી રાતના ૮ વાગે દફનક્રીયાની સભા ભરવામાં આવશે તેમાં બધા લોક આવો." વળી એજ પ્રમાણે મંદિરને બારણે પણ જાહેરનામું લગાડવું જોઇએ.

## White (Brassarts.) ધોળી ફીત.

૯. દફનક્રીયાને પ્રસંગે બધા સિપાઇઓએ ત્રણ ઇંચ પહોળી એવી ધોળી ફીત પહેરવી જોઇએ. દફનક્રીયા પછી જે પહેલો રવિવાર આવે અને તે આખા રવિવારે પલટણદારે અને સિપાઇઓએ તેવી ધોળી ફીત પહેરતા રહેવું જોઇએ.

(મુક્તિફોજ એવી ફીતો સસ્તામાં વેચાતી આપે છે.)

૧૦. દફનક્રીયા થયા બાદ મરનારનાં જે સગાંઓ સિપાઇઓ છે તેઓ શોકની એક નિશાનીને માટે ડાબા હાથ ઉપર એક કાળી ફીત કે જેમાં લાલરંગનો કઢાડેલો એક "S" અક્ષર હોય, તે બાંધવી.

## Seeing the B:dy. મુડદાંને જોવા વિષે.

૧૧. બની શકે તેમ હોય તો મુંડદાંની પેટી બંધ કીધા પહેલાં પલટણુ-દાર અને સુબેદાર જમાદારોએ તે માણસના ઘરમાં સગાવહાલાંઓને માટે પ્રાર્થના કરવી અને મરનારને આકાશમાં મળવાને વચન આપવું. ત્યાર પછી તેઓએ એવું વચન આપવું કે ' પ્રભુ અમને બોલાવશે ત્યારે તૈયાર જ રહીએ માટે મુકિતનું યુદ્ધ વિશ્વાસુપણે કરતાં રહીશું."

## F. O. See to No Hitch.

## અડચણ ન થાય માટે પલટણદારે સંભાળ કરવી.

પલટણદારે ખાત્રી કરવી કે ગોઠવણમાં કાંઈ પ્રકારની અડચણ ન થાય. કબર ખોદનારા વેળાસર પોતાનું કામ કરે અને કબરસ્થાનના સંભાળનારને બરોબર ખબર મળે, પેટી બનાવનાર વખતસર પોતાનું કામ પૂરૂં કરે વિગેરે સઘળી હકીકતનો વિચાર આગળથી કરીને બરાબર બંદોબસ્ત કરવો.

## Arrange with Friends. સગાંઓની સાથે સગવડ કરો.

૧૩. દરેક સિપાઇએ સમજવું કે દફનક્રીયાનો બંદોબસ્ત કરવાને માટે પલટ-ણદાર જવાબદાર છે અને તેથી વધારે આત્મિક લાભ થાય તેને લીધે તેણે બનતાં સુધી પોતાની બુદ્ધિ વાપરવી જોઇએ છતાં, મરનારનાં સગાં પોતાની કોઈ ખાસ ઇચ્છા જણાવે તો તે પ્રમાણે કરવા સારૂ પલટણદારે ફોજના કાયદા ભંગ ન થાય ત્યાં સુધી તેઓનું કહેવું માનવું જોઇએ.

# ૨. દફનક્રીયા.

## Army Honours. મુક્તિ ફોજનું માન.

૧. જે માણસ એક સારા સિપાઇ તરીકે, ઓછામાં ઓછાં એક વર્ષથી દા-ખલ થએલ ન હોય તેને મુકિતફોજની, સિપાઇઓ માટેની ખાસ રીત પ્રમાણે દફન ક્રીયા કરવાનો કોઈપણ પલટણદારને અધિકાર નથી.

## Coffin at Door. બારણા આગળ કફન.

૨. બની શકે એમ હોય તો જે વખત મુડદાંને દાટવાને લઈ જવા તૈયારી થાય છે તે વખતે મરનારના બારણાં આગળ પેટીને વચમાં રાખીને એક ટુંકી સભા ચલાવવી. તેમાં સ્વર્ગ વિષેનું એક ગીત ગાઇને જમાદારે પ્રાર્થના કરવી. ત્યાર પછી એક અથવા બે માણસ વાત કરે, પછી ટુંકી પ્રાર્થના કરવામાં આવે. તે પછી ઉચકનાર તેને ઉપાડે અને ફોજ કબરસ્થાન ભણી લઈ જવાને સરૂ કરે.

## Kneel. ઘુંટણે પડો.

૩. દફન ક્રીયામાં પ્રાર્થના થાય તે વખતે દરેક સિપાઇએ ઘુંટણે પડવું

## Mount. ગાડીમાં રાખો.

૪. ત્યારે મુડદાને ગાડીમાં રાખીને તેના ઉપર મુક્તિફોજની ધ્વજ રાખવામાં આવે; જો તે સૈન્યવેશ પહેરનાર હોય તો તેનો લાલ કોટ ધ્વજ ઉપર પણ રાખવામાં આવે.

## Order of March. ફોજ ચડાવવાનો અનુક્રમ.

૧. પ્રથમ, થોડા સિપાઇઓ, ( ૨. ) તેમની પાછળ અમલદારોને ( ૩ ) તે પછી મુડદાંની પેટી. ( ૪ ) તે પછી સગાંવહાલાંઓ ( ૫ ) તેની પાછળ મુખ્ય શોક કરનારા ( નજીકનાં સગાં ) પગે ચાલીને જાય. (૬) ત્યાર પછી પલટણ હારબંધ થઇને ચાલે. ધ્વજની લાકડીઓ ઉપર સફેદ ફીત બાંધવી.

## Sing up. ગાતાં રહો.

૫. આખે રસ્તે સિપાઇઓએ ગાતાં રહેવું. પલટણદારે ગીતોનો બંદોબસ્ત આગળથી કરીને તેની ટીપ જમાદાર સિપાઇઓને પણ આપવી જોઇએ.

## Through Crowded Streets. લોકની ભીડમાં થઇને જવું.

૬. બની શકે તેમ જે રસ્તાઓમાં વધારે લોક મળે તેઓમાં થઇને ફોજ ચડાવવી ને તે માણસે કારખાનામાં નોકરી કરેલી હોય તો તે કારખાનાની પાસે થઇને જવાને માટે ગોઠવણ થાય તો સારૂં.

## Not too Slow. જોઇએ તે કરતાં વધારે ધીમેથી નહિ.

૭. કેટલાક બજારના લોકો કરે છે તેમ બહુજ ધીમેથી ચાલવું નહિ તેમજ બહુ ઝડપથી પણ નહિ ચાલવું જેથી વધારે લોકો મુક્તિનો સંદેશો સાંભળે.

## Keep Grave Clear. કબરની આસપાસ જગા રાખો.

૮. કબરની આસપાસ સિપાઇઓને માટે પુરતી જગ્યા મળે માટે માણસોને આગળથી મોકલીને બંદોબસ્ત કરાવવો.

## Bearers. કફન ઉચકનારા.

૯. ગાડીમાંથી પેટીને કબર સુધી પહોંચાડવાને માટે બાર કે તે કરતાં વધારે ઉચકનારા ઠરાવવા. તેઓ પેટી લઇને કબર ઉપર આવે ત્યારે પેટીની સાથે એમના એમ ઉભા રહે અને ફોજમાંના બાકીનાં માણસો તેઓની બન્ને તરફથી કબરની આસપાસ જઈને ઉભાં રહે. મુખ્ય શોક કરનારાં કબરની સૌ કરતાં નજીક રહેવાં જોઇએ.

## No Flowers. ફુલ નહિ.

૧૦. ફુલ અથવા ફુલના હારો વાપરવાની રીત રાખવી ન જોઇએ.

## Song. ગીત.

૧૧. ત્યારે એક અનુકુળ પડતું ગીત ગવડાવવું.

## Lower. ઉતારો.

૧૨ ઉપરના ગીતની છેલ્લી કડી ગાવામાં આવે તેવામાં પેટીને કબરમાં ઉતારવી. એ પછી બધાં ઘુંટણે પડીને, 'ઈસુ મરણપર હેત કરનાર' કે તેના જેવું બીજું કાંઈ ગીત ગાવું.

## Read. વાંચો.

૧૩. ત્યાર પછી પલટણદાર બાયબલમાંથી કેટલાંક વાક્યો વાંચીને મુક્તિ તરત પામવાની કેવી મોટી જરૂર છે એ વિષે અને મરણને માટે તૈયાર રહેવા વિષે થોડી વાત કરે.

## Song. ગીત.

૧૪. ત્યારે મરણ વિષેનું એક ગીત ગવડાવવું.

## Sisters and Brothers Speak. બહેનો અને ભાઈઓ વાત કરે.

૧૫. આ પછી કેટલીએક બહેનો અને ભાઈઓ વાત કરે. જેઓ મરનાર માણસને વિશેષ કરીને ઓળખતા હોય તેઓને ખાસ કરીને બોલવું જોઇએ. કોઈ સગાંવહાલાંઓ પોતાની લાગણીને કબજામાં રાખવા શક્તિવાન ન હોય અથવા વહેલાં પાછાં જવાની ઇચ્છા રાખતાં હોય તો શાસ્ત્ર વાંચીને પ્રાર્થના થાય તે પછી તેઓએ જવું જોઇએ; તેથી આગળ જતાં સભામાં અડચણ ન થાય. જેઓ વિશેષ દુઃખી છે તેઓ એવી વેળાએ સારી સાક્ષી આપી શકે તો તેથી ઘણી સારી અસર થાય.

## Final Appeal. છેલ્લી વિનંતિ.

૧૬. તેજ જગામાં પલટણદારે હાજર થએલા બધા લોકોને તેજ વખતે મુક્તિ પામવાને વિનંતી કરવી તે વખતે લોકોને મુક્તિ પમાડવાને કાંઈ અનુકૂળ પડતું ગીત ગાવું.

## Solo. ગીત.

૧૭. સભા કબરની પાસે ચાલતી હોય તે વખતે તેમાં એક બહેન ઉભી થઈને એકલી ગીત ગાઈ સંભળાવે અને બધા લોકો કેવળ ટેક ગાવામાં ભાગ લે તો તેથી ફાયદો થશે. તે ગીત મરવાની તૈયારી વિષે હોવું જોઇએ.

## Stand Fast. થોભો.

૧૮. છેલ્લા શબ્દો ઉચ્ચારવામાં આવે તે પહેલાં પલટણદારે સ્મારક સભા કરવાની તારીખ અને વખત જાહેર કરવો. તેમજ બધા સિપાઈઓને યાદ કરાવવું કે દફન ક્રીયા બંધ થાય ત્યારે બધા ધ્યાન માના ઉભા રહે અને જમાદાર હુકમ આપે ત્યાં સુધી વાટ જોવી.

## Last Words. છેલ્લા શબ્દો.

૧૯. ત્યારે પલટણદાર એવું બોલે કેઃ—

"જ્યારે સર્વ શક્તિવાન દેવની એવી ઇચ્છા થઈ કે આપણો પ્રીય સાથી મુક્તિફોજની......પલટણમાંથી સ્વર્ગવાસી કરીને આકાશમાં તેને માટે તૈયાર કરેલા રહેઠાણમાં દાખલ કર્યો છે, તે માટે આપણે તેની લાસ ભૂમિને સોંપીએ છીએ (સેરજેન્ટ પેટી પર માટી નાંખે) માટીને માટી, રાખને રાખ, ધૂળ ને ધૂળ, એવી પૂરી અને પાકી આશાપર કે પુનરુત્થાનની સવારે તેને અમે ફરી મળીશું."

## Fix Bayonets. હાથ ઉંચા કરો.

૨૦. પછી જો કોઈ દેવની આગળ એવું ગંભીર વચન આપવા ખુશી હોય કે, "અમે ઈસુ ખ્રીસ્તના ખરા સિપાઇઓ થઇને મરણ સુધી તેને માટે લડીશું" તેઓને એમ કહેવું કે, તમે હાથ ઉંચા કરીને,

"પ્રભુ અમે તારી પાછળ ચાલીશું" એ અથવા બીજી કોઈ ટેક લેવડાવવી.

## Three Volleys. ત્રણ તોપ

૨૧. આ પછી તેણે લોકોને છાના રાખીને એવી પ્રાર્થના કરવી કેઃ—

"હે દેવ, મરનારના સઘળાં દુઃખી સગાં વહાલાંઓને આશીર્વાદ આપો!"

બધા લોકો, "આમેન?" બોલે.

"હે દેવ, અમને જીવતાં રહેલાંઓને મરણ સુધી વિશ્વાસુ થઈ રહેવાને મદદ કર!" "આમેન."

"હે દેવ, મુક્તિફોજને આશીર્વાદ આપો!" "આમેન."

## Song. ગીત.

૨૨. ત્રણ તોપ ચલાવ્યા પછી બધા સિપાઇઓ ધ્વજ ફરકાવીને એવું ગીત ગાય કે,

"આકાશી મુકામમાં આનંદી અપાર,
ભક્તિ પ્રેમ કરવા હું હોઈશ તૈયાર;
પહેરી સ્વર્ગી મુગટ ગાઈશ સદાકાળ
લોપી તારા પર મારી પ્રીતિ છે હાલ."

## Form. બબ્બે થાઓ.

૨૩. કબર આગળની સભા બંધ થઇ કે તરત સિપાઇઓ ફોજ ચલાવવાને માટે બબ્બે થઈને જમાદાર બતાવે તે રસ્તે ચાલવા તૈયાર થાય.

## March. કુચ કરો.

૨૪. બધા લોકો ચાલવા તૈયાર થાય ત્યારે કોઈ સુખનું ગીત શરૂ કરવું.

જેમકે:—

"આગળ ચાલો, સિપાઇઓ, યુદ્ધમાં;
વેરી સાથે કરવાને લડાઈ;
જય પામીશું કેમકે સર્વ છીએ,
હિમ્મતવાન સિપાઈઓ મુક્તિફોજની માંય."

અથવા બીજું કોઈ યુદ્ધનું ગીત ગાવું.

## ૩. બીજા લોકને માટે દફનક્રીયા.

### Not Ours. આપણા નથી તેઓ.

૧. જે ખ્રીસ્તી દફનક્રીયા આપણી રીત પ્રમાણે કરવામાં આવતી નથી તેવી વેળાએ આપણા અમલદારોને તથા સિપાઇઓને વારંવાર હાજર થવું પડે છે. તેવે પ્રસંગે મુક્તિ પમાડવાને અર્થે બનતી મેહેનત કરવી.

૨. કોઈ વખત કોઈ સિપાઈની દફન ક્રીયા થાય કે જે મરનારનાં સગાં વહાલાંઓની નામરજીના કારણથી તે મુક્તિફોજની રીત પ્રમાણે થાય તેમ નથી. તેવી દફનક્રીયા ચલાવવાનો અમલદારોને અધિકાર છે. એવી વેળાએ મુક્તિફોજની રીતને બહુ મળતી આવે એવી રીતે ચલાવવી.

### Children's. છોકરાંઓને માટે.

૩. કોઈ વખત કોઈ સિપાઈના છોકરાંની દફનક્રીયા ચલાવવાની જરૂર પડે છે. તે કદાપિ મુક્તિ પામેલાં ન હોય તો અમલદારે દફન ક્રીયામાં કેવળ અનુકૂળ પડતા શબ્દો બોલવા જોઇએ.

### Even Unsaved People's. અણબચાવેલા લોકોને માટે.

૪. મુક્તિ પામેલા નથી એવા માણસોને અથવા એવા માણસનાં છોકરાંની દાટવાની ક્રીયા કરવાનો અમલદારને અધિકાર છે. તેણે કબરની આગળ સભા કરતી વેળાએ ખરી જ વાત કહેવી.

સિપાઇ નથી એવા કોઇ માણસની દાટવાની ક્રીયા કરતી વેળાએ, સિપાઇઓની દફનક્રીયામાં વપરાય છે એવા શબ્દો વાપરવા ન જોઇએ, પરંતુ નીચે મુજબ:—

"જ્યારે સર્વ શક્તિવાન દેવની એવી ઇચ્છા થઈ, કે આપણો ભાઇ (અથવા બહેન)........જે આપણી પાસેથી લઇ લેવામાં આવ્યા છે; તે માટે આપણે તેની લાસ ભૂમિને સોંપીએ છીએ, માટીને માટી, રાખને રાખ, ધૂળને ધૂળ એ માટે કે તે ન્યાયીઓ તથા અન્યાયીઓના પુનરુત્થાનની વાટ જુએ."

## Reading. વાંચન.

મુક્તિ પામેલો નથી એવા માણસની દફન ક્રીયા કરતી વેળાએ, જો તેનાં સગાં પણ મોટે ભાગે મુક્તિ પામ્યા વગરનાં હોય, ત્યારે તમારે સ્પષ્ટ રીતે તેઓને ચેતવણી આપવી જોઇએ.

## Last Words over the Saved.
## મુક્તિ પામેલાપર બોલવાના છેલ્લા શબ્દો.

સિપાઇ નથી એવા મુક્તિ પામેલા માણસની દફનક્રીયા કરતી વખતે, બોલવાના શબ્દો નીચે પ્રમાણે છે.

"જ્યારે સર્વ શક્તિવાન દેવની એવી ઇચ્છા થઈ, કે આપણો ભાઇ (અથવા બહેન)........જે હમણાં મરી ગયા છે, તેના આત્માને પોતાની ઘણી કૃપાથી પોતા પાસે બોલાવી લે; તે માટે આપણે તેની લાસ ભૂમિને સોંપીએ છીએ. માટીને માટી, રાખને રાખ, ધૂળને ધૂળ; એવી પુરી અને પાકી આશાપર, કે આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તના વસિલાથી સર્વકાળિક જીવનને સારૂ પુનરૂત્થાન થશે. અને તે પોતાના મહાન કાર્ય પ્રમાણે, કે જે વડે તે બધી વસ્તુઓને પોતાને તાબે કરી શકે છે; આપણી અધમ દેહને બદલી નાંખીને પોતાની મહિમાવાન દેહના જેવી બનાવશે."

# ૪. સ્મારક સભાઓ.

## Memorial Service Evening March. સાંજની ફોજ.

સાંજે ફોજ ચઢાવવામાં આવે તેને વિશેષ અસરકારક બનાવવાની જરૂર છે. તે પછી એક સ્મારક સભા મંદિરમાં ચલાવવી જોઇએ. તેમાં જે કોઈ માણસો સ્વર્ગસ્થ થએલા વિષે વધારે જાણીતા હોય તેઓએ તેની જીંદગી વિષે કેટલીક હકીકતો આપવી, અને લોકોને મુક્તિ પમાડવાને અર્થે પૂરી કોશીષ કરવી જોઇએ.

## Get Workmates and Neigbors there.
## સાથી કામદારો તથા પડોશીઓને સભામાં બોલાવવા.

મર્હુમ માણસનાં સગાં સોબિતીઓને પ્રેમથી સભામાં બોલાવીને આગળની બેઠકમાં બેસાડવાં જોઇએ. તેઓ મુક્તિ પામેલાં ન હોય તો તેઓને મિત્રો બનાવવાને માટે વિશેષ કાળજી રાખવી. એજ પ્રમાણે પડોશીઓ વિષે. મરનારનાં નજીક સગાંને એવી જગ્યામાં બેસાડવા કે તેઓને સભામાંથી ઉઠીને બહાર જવાની ઈચ્છા થાય તો સભામાં ગડબડ કીધા વગર તેમ કરી શકે. તેઓ બધી વાત સાંભળી શકે એવી જગ્યામા બેસે, પણ છેક પ્લાટફોર્મ સામે નહિ.

## No Preaching. લાંબો ઉપદેશ નહિ.

પલટણદારે કોઈ પણ જાતની સભામાં લાંબું ભાષણ આપવું ન જોઈએ તેમજ સ્મારક સભામાં પણ તેમ ન કરવું. તો પણ તેણે સભાની બાબત ઉપર પૂરું ધ્યાન આપીને મર્હુમ માણસના જુના મિત્રો, સગાં સ્નેહીઓને મુક્તિ પમાડવાને વિશેષ કોશીશ કરવી જોઈએ. ઘણી વખતે મરનાર માણસનાં કોઈ મુક્તિ પામેલાં સગાં હશે તેઓ પોતાના લોકોને તારવાને માટે વાત કરવામાં પલટણદારને સારી મદદ આપી શકશે.

## March Past House. ઘરની પાસે થઈને ચાલો.

રવિવાર સાંજની સભા પહેલાં મરનાર માણસના ઘરની પાસે થઈને જાય એવી રીતે ફોજ ચઢાવીને જવું જોઈએ. જે વખત ફોજ ઘરની આગળ આવે તે વખતે મરનારનાં સગાં પણ તેમાં દાખલ થઈને ચાલે. એમ કરવાથી આડોશી પડોશીઓને ખેંચાણ લાગશે અને નામ ઉપર વધારે અસર થશે.

## All Sunday Services. રવિવારની બધી સભાઓ સ્મારક.

બ રવિવાર રાત્રેજ સ્મારક સભા ભરાય તેમ નથી પણ રવિવારની દરેક સભા તેવી થઈ શકશે જેમકે—સવારની પ્રાર્થનાની સભામાં મરનારના નિકટ સગાં ને સાથી કામદારોને માટે ખાસ પ્રાર્થના કરવામાં આવે રવિવાર સવારે મરનારને યાદ કરીને બધાં નવેસરે પોતે દેવને અર્પણ થાય. રવિવારે બપોરે પછી મરનાર વિષે ઘણી સાક્ષીઓ લેવામાં આવે. તેમ કરવાથી સાંજે ખાસ સ્મારક સભા ભરાય ત્યારે લોકોનાં મન વિશેષ નરમ થશે.

## Three Volleys. ત્રણ તોપ.

૧. સાંજની સભામાં અમલદારે મરનારનાં નજીક સગાંને માટે ખાસ પ્રાર્થના કરવી જોઈએ ને તેમ કીધા પછી તેણે પ્રાર્થનામાં નીચે પ્રમાણે બોલવું.

"હે દેવ સઘળા વિયોગીઓને દિલાસો તથા આશીર્વાદ આપો! બધા લોક "આમેન!" બોલે.

"હે દેવ અમો જીવતાં રહેલાંઓને મરણ સુધી વિશ્વાસુ થઈ રહેવાને મદદ કર! "આમેન!"

હે દેવ મુક્તિફોજને આશીર્વાદ આપ! "આમેન!"

---

Printed by Bhogilal Narandas at the "Natver" Printing Press, Ahmedabad for the Publisher, Col. A R. Blowers, The Salvation Army, Ahmedabad